શ્રી અંબીકા પ્રસંન

મ્હારી પુષ્પમાળા. પુષ્પ ૧૯.

# મ્હારો ભવેડો

## યાને

# તમારી ઢોલકી.

લખનાર " હું પોતે "

પ્રસિદ્ધ કરનાર પંડિત પ્રહંસ.

નાણાવટ સુરત.

એક પિતાના બાળ સૌ, રંક વળી કો રાય.
રંક સ્થિતીને મન ધરી, કરો રંકને સહાય.

સુરત 'ખોદાબક્ષ' પ્રેસ નાણાવટ.

કિમંત આપવી લેવી.

# મારો ભવેડો યાને તમારી ઢોલકી.

પ્રભાતના કલાક આઠનો સમય છે. પક્ષીઓ સ્વસ્થાન તજી આનંદે હવામાં નભ તરફ ઉડતાં હતાં. સારાંસ-જે સમયે પ્રાતહકાળની દરેક શોભા થઈ રહી હતી, તે સમયે વિદેશીને હસ્તે અનેક શોભા યુકત ઈંદ્રપુરીથી પણ અધિક ચોપાસી બંદરનો વાવટો મુંબઈનગરીમાં પ્રખ્યાત મુંબ્રેશ્વર લત્તામાં હરગોવન દેસાઈની કંદોઈના માળામા ત્રીજે માળે ચાલીમાં આરામ ખુરશીપર બેસી "જામે જમશેદ" પત્ર વાંચતો હતો. એટલામાં પાછળથી એકદમ મારા નામની બુમ પડી. જે સાંભળતાંજ ચમકયો. અને એકદમ ગભરાટમાં પાછળ જોતાં ઓ–તારીની. કોઈ બીવ સ નહીં ને આજેજ. કે જેને જોતાંજ મન ચમકયું, શરીર કંપ્યું અને કંઈ કંઈ થવા લાગ્યું. કારણ બુમ પાડનાર કોઈ નહીં. પણ ફકત ટપાલવાળોજ હતો.

એને જોતાં આટલું બધું ગભરાવાનું મુખ્ય કારણ એ હતું કે મ્હારા દાદાજીના સખી દાદાજી શીખવી ગયા હતા કે કોઈ પણ દીવસ કાગળ લખી નકામી સરકારને પેદાશ કરાવી. આપણા ગજવાપર ભાર મુકવો નહીં. કારણ જયાં સુધી પત્ર ન આવે ત્યાં સુધી સર્વે સારૂ, અને જો કદાપી કાગળ આવ્યો તો કાંઈ ઉત્પાતભાઈ મુસાનાં

ઘર જેવા સનાનના છેજ. અને તેથીજ પત્ર જોતાંજ હાંજા ગગડી ગયાં. પત્ર હાથમાં લેતાં ટાંટીયા ધ્રુજીયા રમવા લાગ્યાં અને જેમ જેમ ફાડતો ગયો તેમ તેમ અંતઃકરણ ચીરાતું ગયું.

પત્ર ખુલ્યો. અને વાંચતાં અરે વાહ—વા—વા-વા. શું કહું? કંઈજ નહી. ફકત એટલુંજ લખેલું હતું કે, મ્હારા. શાણા, ભણેલા, ગણેલા, હોસીયાર, ચાલાક, ચબરાક (એમના સગાના કહેવાથી) ધણીયાણી જાતે ને પોતે એઓના ભાઈ સાથે પધારતાં હતાં.

તરત ઘડીયાલમાં જોતાં ગાડીનો સમય થઈ ગયો હતો અને હજી કેમ ન આવ્યા. તે વિચારવા લાગ્યો એટલામાં નીચે ગાડી આવી સામાન ઉતાર્યો અને સરવે ઉપર આવ્યા. પરંતુ અફસોસ કે મ્હારા મ્હારાણીજીના મુખ ઉપર આંસુના જેવાં ચીન્હ જણાતાં હતાં. જેનો ખુલાસો મ્હારા સાળા પાસે માંગતાં, જે જવાબ મળયો તે શબ્દે શબ્દ મ્હારા પ્રિય વાંચનાર નીચે લખું છું.

ઘેરથી નેકળી ગાડીપર આઈવા તાણે તીચટ ચેોની લેવી, પુછતાં મેં કહું '**ચલી રોડ**'ની; અને તીચટ લઈ ને ગાડીમાં બેઠાં જે વખતે મેં મારી બોનને કહું કે જે

ટેશીનપર ઉતરવાનું સે તે ટેશીનપર મે ઉતરી તને ઉતા તારપાકી કેથે ઉતરતી નથી. 'ચલીરોડ' નું ટેશીન આવ તાં હું ઉતરી ભાયડાના ડબ્બા મુચી બાયડાના ડબ્બા આ ગળ ગીયો અને જોઉં તો ચે ગજબ. અરે તાંતો નીજ મરે. ગભરાયો. અકરાયો અને 'હવે હું કરવુ એ વસાર તો સુ.

એટલામાં એક પારસી બાઇયે કીહું ભાઇઝી કોને જોવોસો?

મારૂ એક મનીખ સે ઇને જોઉસું. મે કીધુ અરે તે હરીરે હારાતાઝા સેજી. અને એટલામાં ઘંટો થીયો અરે હા તે ચ્યાં સે? મે કાંધું.

અને એટલામાં ગાડી ઉપડી, મેં પાછળ દોડતાં પુસ્યું તે ચ્યાં ઉતરી.

"ગીરાંડાલ" તેણે કહું

• હત તેરીકી માંર્યા. કે એટલામાં એક આવતી લોકલ ગાડીમાં પાસો "ગીરાંડાલ" ગીયો અને જોઊસું તો ઇ વસમાં અને આગળ પાછળ સપઇ દાદા અને તે હરવે ઇને કોંય કોંય પુસતા હતા.

'બાઇ તમે ચ્યોથી આવેલા?

**અમણાબાદથી** નીકળી **મેમણાવાદ** થઇ **મેમઇ** જાવુ સે.

આ હુકીયાની ભાછા સાંભળતા હરવે ખુચ ખુચ થૈ ગયા.

અહી ક્યાં રો સો? છપઇ દાદાયે પુછયું.

ઇ મને ખભર નથી.

ત્યારે તમારા ધણીનું નામ શું?

તે અમારામાં ધણીનું નામ ન લેવાય તે ક્યમ કહું"

તમે એકલાજ છો?

ના મારા ભાંઇ સે.

તમારા જેવાજ હશે એકે કહુ

અને મને જોતાજ હરવે મારી બુનની જોડે આવ્યા ને મને પુછવા લાગ્યા. ક્યમ શેઠ? ગાડીમાં ઉંઘી ગીયાતાં શું? અરે બાયડીની ભાળ પણ ના રખાઇ

અરે પોતેજ ભુલ્યા હશે. એકે કહું.

ઇ મારી બોન સે. બાયડી નથી.

પોલીસ દાદા વધારે સળકયા. અને બે ચાર તીખી મીઠી લીલી સુકી હંભરાવી લીધી. આ હરવેથી હું

ગભરાણો તે એક પારે હવેલી 'વીસતોડીયા' ભાડે કરી જય મત્યમ કરતેકે એય આચો.

આ વતાંત સાંભળી સેવક ઘણોજ ખુશ ખુશ થઈ ગયો કે વાહ રી આફ્લાતુનનો અવતાર સુંદરી મળી છે.

વાત ચીતમાં વિરોશ સમય જતાં મ્હારી ઓફીસ મા સમય થયો જાણી મારૂ પ્યારૂ ભોજન પાપડી ને ઢોકળી કરવાનું કહી હું તથા મારો સાળો નાહીધોઈ વાતો કરવા બેઠા હતા. જયા મે આ વાત કોઈને ન કહેવા સખ્ત શીખામણ દીધી, કારણ જેથી ફજેતી ન થાય.

અમે બેઠા છઈયેત્યાં પાસેની ઓરડીના કેટલાક મારા મીત્રો મળવા આવ્યા હતા. વાતોના ગપ્પાં ચાલે છે. ત્યાં એકદમ બારણાના ભડાકા સાથે વીજનો ચમકાર થયો. અને તર્ત ગગડાટ સંભળાયો કે ઙયો હેડો કે 'આ તમારી ઢોકળી' તૈયાર થઈસે જે સુફીયાની ભાષા સાંભળી સેવ કતો મગન મગન થઈ ગયો. જયારે સર્વેજન હસવ લાગ્યા.

હવે બજાવવાની બાકી છે મારેથી બોલાઈ ગયું.

અમે બંન્ને જમવા ગયા થાળી આવતાં આ ગજબ પાપડી ઢોકળીને બદલે ભઠ્ઠું યાને ઘેસના માફક એક

રસ થઈ ગયલો. લોટ તથા કાચી આખી પાપડી હતી. આ અમૃત સમ ભોજનનો ત્યાગ કરી હું ઊઠી ગયો જ્યારે મારો અડબંગનાથ સાળો ખુશાલીથી એવું રૂડું સે કરી સ્વાદે ખાવા લાગ્યો અને સફાચટ સ્વાહા કરી ગયો.

સાંજના ઓફીસથી ઘેર આવી જોઉ છું તો માળા માની સર્વે સુંદરીયોની વચમાં મ્હારા સળા ડાહ્યાં શેઠાણી બીરાજ્યાં હતાં. અને ગામ ગપાટા મારતાં હતાં અને જે મને જોતાંજ ઘરમાં આવતાં આવતાં ગાજ્યા લ્યો હેંડો. કે કહોકે હવે મેમઇ આણું દેખાડશો.

કાલે સાંજના. કારણ કાલે રવિવાર છે.

લખવાની જરૂર નથી કે દુખેપાપે વાળુ કરી. બીજે દીને સ્વહસ્ત પાક કરી જરા એસ આરામ માટે બેઠો હતો ત્યાં હવે લ્યો હેંડો કે મેં તો કપડા બદલ્યા. તમે લુગડું બદલો કે જોડેવાળા પણ આવનાર સે, મરૂ મન નહોવાથી મે ના કહી. જ્યા વાત હઠે ચડવાથી કલાક ચારે ફરવા નીકલ્યાં મારો સાળો સાથેજ હતો. વળી ગમત પડશે ધારી પડોશના પુરના પણ સાથેજ થયાં અને સરઘસ આગળ ચાલ્યું.

જીતેકરની ચાલી આગળ થઈ આગળ જતા ઘણા માણસોની ભીડ હોવાથી મહારા શેઠાણી એકદમ ભાષણ કરી ઉઠયાં. અરે રે મારા રોયા ફાટીમુવા એટલા મનીખ, રોયા ઢપ્પાળાની ઞોડે આમ તેમ રખડે. અને આગળ ચાલતાં ચનીરોડના સ્ટેશનપર જતા વચમાં ત્રામના પાટા આવવાથી એકદમ બોલી ઉઠયાં, હયો હોભળ્યું કે, અરે ઉભા રહો આય ગાડીના પાટા સે તે ગાડી આવહે તો સુંદાઈ જઈહું. અને ઘણા જોરથી બુમો પાડવા લાગ્યા. એટલા માં સાથેવાળાયે સમજાવ્યું કે એતો ત્રામવેના છે અને એક દુરથી આવતી ત્રામને બતાવી જે પાસે આવતાં મને સંબોધી એકદમ બોલી ઉઠયાં.

હયો •હોભળ્યું જાણ્યું કે આ તમારી તાણમેલ આવી. મે શરમને માર્યાં કંઈ જવાબ દીધો નહી પરંતુ એટલામાં રસ્તાપર છંટાતુ પાણી જોઈ એકદમ ત્યાં દોડી જઈ નળમાંથી પડતું પાણી હાથમાં લઈ એ હોભળ્યું જાણ્યું કે ગંગાજી નેકળ્યાં. હયો હયો ગંગા- જી નેકળ્યાં આવો કે નાઈ લઈયે જે મારીમા-ગંગા માં- જમના મા-રેવા મા-તાપી મા વીગેરે શબ્દો બોલી સરવેની અજાયબી વચ્ચે ખુશાલ પીવા લાગ્યા. લે ભાય આય,

આય. એ તો હરવે રોયા હુધરેલા સે. તુ આય. અને ક્ષરવે ની અજાયબી વચ્ચે તે પણ પહોંચ્યો, મે ડોળા કાડયાં તો ચમ સે ને ઇતો પાણી પી. ને પુન કરવાનુ સે. ઇમાં ચ્યો જઇ દેવીશ. અને એટલામાં પાછળથી મોટરકાર આવી જેને માટે પડોસણે ગમતને માટે ગાડીનું નામો આપ્યુ હતું જેથી એકદમ બોલી ઉઠયાં લો-લો અ તમારી મોફણઆર આવી.

પણ એટલામાં નજર પડતાં કુત્રો કાસીની જાત્રાએ શુ જાય કે રસ્તામા જાતભાઈ ઘણા. તદવત એનાજ ગામ ના એનાજ જેવાજ મળી આવ્યા જેને જોતાજ હાય હાય ચયમ અલી, ચ્યોણે આવી ! મારા શેઠાણી બખાર્યાં

હે હે મેર કે રોંડ તુ આય સે. અને બન્ને વચ્ચે ભપકા ભરી ભાશા શરૂ થઇ. ચયમ તે મેમઇ ભાલ્યુ

નારે, આ એમને આજેજ લઇને નેકળીશુ મેમઇ પરણ્યા શાને ઇનેજ હાટુના. મારા ભાગીધર બોલ્યા. વાતો આગળ ચાલી જેની વચમાં અલ્પવિરામનુ નામ નથી. તેમ પુરણવીરામ કાઇ જણાતુંજ નથી. લ્યો હેંડો કે, મારા શાળાચે કહયુ તે ચયમ સે તે મારી બુનપણી તે વાતુ કરવા દ્યો. રસ્તા માં નહી મે કહયું. લે હેંડ તાણે અલી કે વાંશ પરણ્યા

ને જે એમ હીડે અને મારા જેવા બીજા પણ પુન્યવ્રત ધારણ હોલાજી અકરમી પણ અમારી સાથે થયા અને સરઘસ આગળ ચોપાટીપરે ચાલ્યું. જયા ફુટપાથપર આવતાં અસી મારા ટાંટીયાં થાચી ગયા કહી રસ્તાપર બેસી ગયાં જેથી સરવેને હસવું આવ્યું અને ઉઠવાનું કહે તો તાણે ચ્યાં બેસીયે કહી વાતો કરવા લાગયા. મારેથી વધારે સહન ન થઈ શકવાથી ગુસ્સાથી કહ્યુ જેના જવાબમા ચ્યમ સે તે વમે તમારે જાઓ કે ઘણે દીવસે મલ્યા સીચે તે વા તું નો કરીયે. આથી મારો મીજાસ ગયો અને છપ્પો સાતમાનો એક ખેંચી કાડવા સામેથી તેવોજ બદલો મળવા જેવો સમય જાણતા ગભરાયો પણ એટલામાં આ ગજબ પાંછળથી મારા શાળાયે અરજી જમાવી. સાથે તેની બેનપણી તો હતીજ. ઇચો મારો મારો ના પોકારથી ચોપાટી ગાજી રહી અને વધારે ફજેતીની બીકે નાસવા જતાં મારા ઘરવાળાચે ચોરીમાં જેમ ધોતીયાનો છેડો પકડયો હતો તેમ પોતીનો છેડો પકડતાં પોચા પાણી થઈ જવાથી સરી પડયું અને આગળ શું કહુ પ્રિય વાંચનાર કંઈજ નહી.

ફકત એટલુંજ કે જેમ તેમ પોતીયું વીટાળી બાકી નો ભાગ હાથમાં લોચો પોચો લઈ નાઠો તે છેક ઘેર આવી પાછો આરામચેરપર બેસી ખુશાલ સાંજનુ 'જામે' વાંચતો બેઠો તે દીવસથી કસમ ખાધા છે કે બાપ જન્મે બંદીને સાથે ફરવા નજ લઈ જવી.

લખવાનો ઉદેશ એટલો કે?

દોહરો.

**ફજેતીના ઠાઠમાં કે'ણુરો સાવચેત.**
**પંચાતી પુરી બડે દીને દીને ફજેત.**

ત્યાર બાદ આવતે અંઠવાડીયે **મારો ભવેડો યાને સાસરાની સેલગાહને માટે એક પઈસો તઇયાર રાખશો.**



# જાહેર ખબર.

---

## અનુભવ સિદ્ધ ઔષધો.

### કામેશ્વર શક્તિની ગોળી.

ગમે તે કારણથી ગુમ થએલી દરેક શકતી પાછી આ

ચેરાને ગુલાબી બનાવે છે. કી. રૂ૦ ૧-૦-૦

### પંડિત રિંગવોર્મ ઑયલ તેલ.

ગમે તેવી કાળી, લાલ, દરાજ ખસ ગુમડા ચાઠા વીગેરે

દરેક ચાંમડીના રોગોને જડમુળથી નાબુદ કરે છે. કી રૂ. ૦-૮-૦

### પંડિત કર્ણ સુધારક તેલ '

કાનમાં નાંખતા ચસકા, દુખાવો મુળમાંથી નાબુદ કરે છે.

કી. રૂ. ૦-૫-૦

મળવાનું ઠેકાણું }
નાણાવટ સુરત. }

પંડિત બ્રધર્સ